66

# સોને અક્ષર પસલી.

મૂળજી દુલભજી વેદ.

સ્વર્ગવાસી

## શ્રીમતી મેનાબાઈ મૂળજી વેદના

પુણ્ય સ્મરણાર્થે

# બ્હેનોને ભેટ. ૧.



## સેવા સદનની પ્રથમ જયંતિ.

તા. ૧૧-૭-૧૯૦૯.

સુંદર બ્હેનો! પવિત્ર મૈયાઓ! ભરતભૂમિની મંગળ આશાઓ! જય જગદંબે!

તમારાં મંગળ કાર્ય તમારી સેવાઓની દીક્ષાઓને આજે એક વર્ષ પૂરું થયું. જગજ્જનની પરમ કલ્યાણીની માતાની પરમ પ્રસાદીએ તમારાં હૈયાનાં બીજમાં અમૃતની પ્રસાદી છાંટી. તમારા આત્મબાગમાં પરમવાસના અંકુર ફૂટ્યાં; ને સંસાર ક્ષેત્રમાં મીઠી સુગંધીનો બહાર કંઈ અંગે રહ્યાં. આનંદ થયો બ્હેનો! જય જગદમ્બે!

બ્હેનો! મંગલ માતા જગદમ્બાની પવિત્ર મૂર્તિ એક છે, અદ્વિતીય છે. માતાજી, સકલ સૃષ્ટિનાં હૃદય છે. દેવી, અન્તરયામી જ્યોતિ છે; પુત્રના–પુત્રીના પ્રાણ છે. તે જ્યોતિ અન્તર છે, બહાર છે; દૂર છે પાસે છે. અણુ છે મહાન્ છે. અજર છે, અમૃત છે, સર્વનું મૂળ છે, સર્વનો સ્તમ્ભ છે.

ઊંચા ઊંચા આકાશના શિખરની પાર, આઘે આઘે દરિયાની અદૃશ્ય સીમની પાર તે પવિત્ર જ્યોતિ જાગે છે. તે જ્યોતિ સર્વ વ્યાપક છે, અમર છે. બ્હેનો! તેજ આપણા આત્માનો આરામ છે. આખી સૃષ્ટિ તે દેવીનું મંગલ મન્દિર છે. બ્હેનો! આપણે સહુ તે એક માતાજીના મન્દિરનાં જ બાળુડાં છીએ. તેજ પરમ જ્યોતિ હૃદયનો આધાર છે. આપણું હૃદય તેજ જ્યોતિનું મંગળ મન્દિર છે. આપણા મંદિરમાં–સૃષ્ટિના મંદિરમાં તે જ્યોતિ બિરાજે છે. આપણું મૂલ, આપણું જીવન, આપણું મોક્ષ ધામ તેજ પવિત્ર જ્યોતિ છે.

સુન્દર સ્વર્ગમાં જગતના કોલાહલ ને સુખદુઃખ ભર્યા સંસારમાં તેજ પવિત્ર જ્યોતિ જાગે છે. ને ક્રૂરતાના ભયાનક અઘોર નરકમાં એ તેજ પવિત્ર પતિતપાવની જ્યોતિનાં દર્શન થાય છે.

બ્હેનો! મ્હારી પવિત્ર બેનડીઓ! સેવા

સદ્દનની સેવિકાઓ ! જુઓ ! જુઓ ! તે જ્યોતિનાં દર્શન તમને નથી થતાં ! જ્યાં જ્યાં નજર ઠરે ત્યાં તેનાં દર્શન તમને નથી થતાં ! બ્હેનો ! તે દિવ્ય માતાની મીટ ઉપરે છે કે સૂર્ય ચંદ્રની જ્યોતિઓ પ્રકાશે છે. માતાજી મંત્ર મેલે છે કે સૃષ્ટિનાં ચક્ર ચાલે છે. માતાજી તંત્ર તારે છે ને અનન્ત આકાશ નમી પડે છે. માતાજી શંખ સાહે છે ને સમુદ્રનાં નીર ડોલે છે. માતાજીની દિવ્ય વીણા વાગે છે, ને હિમાચળનાં હિમ ગળે છે. માતાજી દાન વિધિ માંડે છે ને પૃથ્વી અન્ન આપે છે. માતાજી ચક્ર ચીંધે છે ને અસુરો દેવો થાય છે. માતાજી મન્થન માંડે છે ને અમૃતનાં માખણ તરે છે. માતાજીની પરમ પ્રસાદી પીતો બ્હેનો ! આપણો પ્રાણ પરમેશ્વર છે ! સુંદરીઓ ! તમારો પવિત્ર આત્મા સુંદર જ થાય ! તમો તે પરમ જ્યોતિના અંશ છો.

બ્હેનો ! બેચારો ! તે જગજ્જનની અન્નપૂર્ણા પાસે બ્હેનો ! આવો આપણે ભિક્ષા માગીએ.

દીકરીઓ માતાજી પાસે જ માગે. બ્હેનો સેવાનાં વ્રત લીધાં; શું માગશો ? જગતની પવિત્ર કલ્યાણ વાસનાઓની જ બ્હેનો તો ભિક્ષા માગશે. સેવિકાઓ તો જગતસેવાની જ યાચના કરશે. બ્હેનો ! ચાલો હું પણ તમારીજ સાથે ભિક્ષુક થઈ પરમ માતા પાસે સાથે જ ભિક્ષા-સ્તવન કરૂં.

જગ ભુખે મરે છે, દેવિ !
  અક્ષય પાત્ર આપશો !
જગ તૃષાતુર છે, અમ્બે !
  અમૃતના આરા દર્શાવશો !
જગ પડે છે, રડે છે, મરે છે, ભવાનિ !
  આશાની પૂર્ણિમા ઝળકાવશો !
જગ અંધારે ભુલ્યું છે, ભમે છે, જ્યોતિ !
  જ્ઞાનાર્ક ગગને ચ્હડાવશો !
જગ શ્રદ્ધાળુ છે, વાટ જુવે છે,
  સત્ય બોધવા અવતરશો !

જગ બળી મરે છે, માતાજી !
    અગ્નિની અગ્નિ સાંધશો !
જલધિ ડુબાવે છે, જગોદ્ધારિણી !
    નેહનૌકા થશો !
ગિરિ ચડવો કઠિન છે, શક્તિ !
    પવન પાવડી દેશો ?
ચાંદ લોકનાં દર્શન નથી ઝીલાતાં, મા !
    દિવ્ય દૃગો દેશો ?
દીક્ષા લીધી છે, દાન નથી થતાં, મા !
    સારથી થશો !
ધર્મક્ષેત્રે મુંઝું છું, રોમ હર્ષ થાય છે.
    ગીતા બોધશો જ્ઞાનમાતા !
સંતના અભિલાષ છે, સાધ્વિ !
    સિદ્ધિ મંત્ર શિખવશો !
આપને દ્વારે ખડી છું, મંગળ માતા !
    અનુગ્રહ કરશો !

આદેશના આદર્શ યાચું છું.

## भवति ! भिक्षान्देहि

બ્હેનો ! મૈયાઓ ! પરમ માતા પાસે આ આપણું નિત્યનું સ્તવન, નિત્યની યાચના. આથી પરમ યાચના શું થાય ? બ્હેનો માનવીઓની રક્ષા તેજ માતાજીનું પૂજન. ચાલો ! ચાલો ! આપણે સંસારની સેવાઓ કરીયે. આપણે માતાજી પાસે યાચના કરી, હું તમારી પાસે યાચના કરૂં છું. બ્હેનો ! આજ આ મંગળ દિને તમારી પાસે માગું છું. તમો સંસારની દેવીઓ છો, માતા છો, માલિની છો. પરમ માતાજી પવિત્ર જ્યોતિના અંશ છો.

આવશો, બ્હેનો ! તમારા ૨૭ ભાઇ જોડે સંસારમાં જ અલખ જગાડવા. બ્હેનો ! એક વર્ષનાં મંગળ કીર્તનો પછી આજ સેવાસદનની મંગળ જયંતીએ હું તમોને અક્ષર પસલી આપું છું. બ્હેનો ! તમારી કુમકુમ અક્ષતની પવિત્ર

---

પ્રમાદીનો અભિલાષી છું. અને હું સુંદરીઓ ત-
મારી પાસે તે જ મંગળ યાચના કરૂં છું કેઃ—

તમો પરમ જ્યોતિના અંશ છો. તે જ્યોતિ સરસ્વતીનો અવતાર છે. સરસ્વતી દેવી વીણા-ધારી માતા સંસારમાં અમૃત સંજીવિની વિદ્યા-ના પાઠ પ્રેરે છે. ને જ્ઞાનની મૂર્તિ છે. બ્હેનો! આ જ્ઞાન શીખો! વિદ્યા માટે તપ તપો ને સ-રસ્વતીનાં મંદિરો સંસારમાં, ગૃહમંદિરમાં, દેવ-મંદિરમાં કુટુમ્બમાં—અજ્ઞાન અંધકારમાં પડેલા પૈસાના મદમાં ઝુલતા તથા દારિદ્રયથી પીડાતા ગરિબોનાં સ્થાનોમાં સ્થાપો.

બ્હેનો! તમો પરમ જ્યોતિના અંશ છો! તે પરમ જ્યોતિ પ્રભુલીલાની બંસી છે. બ્હેનો! તમારા સુંદર કંઠોમાંથી પ્રભુલીલાનાં સંગીતો નિ-કળો! જે મધુર સંગીતોથી ગૃહ ગજાવો છો ને મધુર સંગીતને દિવ્ય બનાવો. સંગીત પ્રભુનો અવતાર છે ને તેને લાભ કરાવવું તેતો તમારોજ ધર્મ છે. બ્હેનો વીણા લ્યો, હારમોનીયમ લ્યો.

ને તમારા ઘરમાંજ નહિ પણ દુઃખીનાં ઘ-રોમાં, માંદાઓના ઔષધાલયોમાં, પામર વૃત્તિને હાથના પરમ જ્યોતિનાં આશાભર્યા ગાન કરતાં ફરો.

બ્હેનો! તમો પરમ જ્યોતિના અંશ છો. પરમ જ્યોતિ પતિત પાવની ગંગાસ્વરૂપે સ્વ-ર્ગમાંથી પતિતોને પાવન કરવા ઉતરે છે. શંક-રના પવિત્ર મસ્તકને સ્પર્શી સંસારના મલીન પ્રદેશોમાં પવિત્ર જ્યોતિ પવિત્રમય પ્રવાહ કરે છે ને તેને આરે જે આવે, તેમાં સ્નાન કરે, તેનું પાન કરે તેનો ઉદ્ધાર કરે છે. તમો, મૈયાઓ! ગંગાજી જેવાં શુદ્ધ બનો! પતિત સંસારને શુદ્ધ કરો. પતિત પાવની માતાઓ બનો! બ્હેનો સં-સાર દુઃખી છે, પાપી છે. તેનાં દુઃખ દૂર કરો, પાપ ધોઈ નાખો! આ સેવા કરવા સુંદર છો તેવાં શુદ્ધ બનો!

બ્હેનો! તમે તે જ્યોતિનાજ અંશ છો:—તે જ્યોતિ માતા રૂપે ગૃહે ગૃહે અવતાર લે છે.

ગૃહમાં માતાનું કામ કરો છો. માતા ને ધાત્રી-બાળકોનું પોષણ કરે. માતા ને સ્વાર્થત્યાગની પરમ મૂર્તિ, નિજ બાળકો માટે સર્વનું અર્પણ કરે. માતા એટલે ક્ષમાની દેવી, ક્ષમાજ આપે. માતાઓ! ગૃહમંદિરમાં સેવા કરો છો તેજ સેવા સંસારમંદિરમાં કરો. સંસાર ભુખ્યો છે, બાળક માફક રડે છે. સંસાર માંદો છે, બાળકોના જેવા પોષણની તેને જરૂર છે. સંસાર ભૂલે છે, તમારા જેવી માતાઓની ક્ષમાનો અધિકારી છે. માતાઓ! સંસાર મંદિરની માતા, ધાત્રી ને ક્ષમા દેવી બનો!

ગૃહદેવીઓ! સુંદરીઓ! સુંદર છો, સુંદર શૃંગારમાં સજ્જ છો. સંસારને ગૃહને સુંદર બનાવવો તે તમારૂં પ્રથમ કામ. તમો ગૃહની માલિકની છો, ગૃહને બાગ બનાવો, દુઃખીનો વિશ્રામ બનાવો. મંગળ કૃત્યોનાં વૃક્ષો, વેલડીઓ, પુષ્પો ઉગાવો, પમરાવો ને જે કાર્ય ગૃહ માટે કરો ને સંસાર માટે પણ કરો.

ભગિનીઓ! આ કુમકુમ અક્ષતની હું આજે તમારી પાસે આશા રાખું છું. બ્હેનો એટલે ભાઇની નિષ્કામ સહધર્મચારિણીઓ! બ્હેનો આ સહધર્માચાર માગું છું. ચાલો! ચાલો મારી સાથે દીવાની દુનીયાના ક્ષેત્રમાં રડતી, રીબાતી, મરતી દુનીયાની દરિદ્રીપીતાલમાં, અઘોર નરકમાં ભુખે મરતા ભૂલ્યા પડતા જનોની પાસે ચાલો, ચાલો, સેવાસદનની સેવિકાઓ, અન્નપૂર્ણાના અક્ષય પાત્રની મંગળ પ્રસાદી ભરી ચાલો, ચાલો! સેવાની દીક્ષા લ્યો. સંસારની સેવા આદરો, સંસારને સ્વર્ગ બનાવો. સંસારમાં નવ ઉષા જેવી નવી આશાની ભગનીનો રાસ જમાવો:—

આશાનાં નૂર ને શ્રદ્ધાનાં પૂરની
ઉષા જાગી, ઉષા જાગી;
જાગો, જાગો, ઝીલનારી ઓ બ્હેન!
ઉષા જાગી ઉષા જાગી:—આશાનાં—૦

આશાની ઉષાની ચેતન ચતુરા થી
ચમકતી ઝમકતી નવબીજ જાગી;
જાગો, જાગો, ઝીલનારી રે બ્હેન!
ઉષા જાગી, ઉષા જાગી: આશાનાં–૦

સાજની યે સોહંતો આવે બાળાઈ:
મન મહાજન જમતંત્રી યે ગાયત્રી ગાથ:
શુદ્ધિના પ્રણવના પ્રણય બાનુના,
સુવર્ણું સુધાના ઉભરે રે મેઘ:
જાગો, જાગો ઝીલનારી રે બ્હેન!
ઉષા જાગી, ઉષા જાગી:૦–આશા–૦



છપાય છે.

# નિજકુંજ:

આ જ લેખકનાં ગુજરાતી ગ્રન્થો